# સનાતન સંદેશ

**સઇયદી વ મવલાઈ હઝરત ખ્વાજા હસન નિઝામી સાહેબે મથુરા ખાતે મળેલી જમીઅતે તબલીગ કોનફરન્સના પ્રમુખપદેથી આપેલુ ભાષણ**



છપાવી પ્રગટ કરનાર,
**અનજુમન તરક્કીએ ઇસ્લામના મેમ્બરો**
કડીયા કુઇ, અમદાવાદ





આવૃત્તિ ૧ લી
સને ૧૩૪૩ હિજરી

પ્રત ૨૦૦૦
સને ૧૯૨૫ ઇ સ





**— બે પૈસાની ટીકીટ મોકલી મફત મગાવી લો —**

ધી અમરસીંહજી પ્રિ. પ્રેસ મીરઝાપુર
વુડલેન્ડ બંગલો અમદાવાદમા પઠાણ
નીઝામખાન નુરખાન વકીલે છાપ્યુ

# સનાતન સંદેશ.

જમીઅતે તબલીગુલ ઇસલામની એક બેઠક મથુરા ખાતે મળવાની કેટલાક દીવસથી તૈયારીઓ ચાલી રહી હતી અને છેવટ તા ૧ લી જુનને સોમવારના દીવસે એ બેઠક ભરવામા આવી આખા હીંદમાંથી જાણીતા ઉલમા, મશાયખ તથા મુસલમાન નવાબો અને જાગીરદારો આવ્યા હતા સભાનુ સ્થળ રાજા કંસના પ્રતિહાસીક કીલ્લાની સામે રાખવામા આવ્યુ હતુ તા ૧ લી જુને સવારમા સભાના પ્રમુખ મૌલવી સૈયદી વ મવલાઈ હઝરત ખ્વાજા હસન નિઝામી સાહેબના પધરામણી થતા સ્ટેશનથી સભા મંડપ સુધી સરઘસના આકારમા લઇ જવામા આવ્યા હતા જેમા લગભગ દશ બાર હજાર માણસોએ ભાગ લીધો હતો રસ્તામા શરબત અને દુધની સબીલો લાગી હતી અને છુટથી લોકો ઉપયોગ કરતા હતા હઝારો માણસો ભારે જુસ્સાથી આ પ્રમાણે બોલતા સરઘસની સાથે ચાલતા હતા

તવહીદકા પઢગે કલમા તમામ સ્વામી
મથરામે આ ગયે હે ખ્વાજા હસન નિઝામી

શેરની પાછલી કડી ભારે જુસ્સાથી બુલંદ અવાજે બોલવામા આવતી હતી સરઘસમા ઉલમા, મશાયખો અને શીયા મુજતહિદ સાહેબો અને મોટા મોટા જાગીરદારોએ પણ ભાગ લીધો હતો હઝારો હીંદુ સ્ત્રી પુરુષો માર્ગમા સરઘસ જોવાને નીકળી પડયા હતા

સભાસ્થાને સરઘસ પહોચતા સભા ગોઠવવામા આવી હતી લગભગ દસબાર હઝાર માણસોએ સભામા ભાગ લીધો હતો હજારો

હીદુ અને આર્યસમાજીસ્ટોએ પણ હાજરી આપી હતી સભાનુ કામ-કાજ શરૂ થતા આવકાર આપનારી કમીટીના ચેરમેન નવાબ અબદુર રહેમાનખાન સાહેબ શેરવાનીએ લબાણુ ભાષણ આપ્યુ તે બાદ અલ્લાહો અકબરના ગગન ભેદી સાદો વચ્ચે હઝરત ખ્વાજા સાહેબે પોતાનું પ્રમુખ તરીકેનુ ભાષણુ આપ્યુ જે નીચે ઉતારી લેવામા આવે છે સનાતન ધર્મી હીદુઓએ ભાષણને બહુજ પસદ કર્યું જ્યારે સભા સ્થળની સામે આવેલા રાજા કસના કિલ્લાની તરફ ઇશારો કરી કૃષ્ણ મહા-રાજનુ નામ ભાષણમા આવતુ ત્યારે હીદુઓમા અજબ ઉત્સાહ જોવામા આવતો હતો

એ પછી ડો મયયુદ્દીનુન કિચલુ સાહેબે લગભગ એક કલાક સુંધી હઝરત ખ્વાજા સાહેબના ભાષણના ટેકામા અસરકારક ભાષણ આપ્યુ અને ફરી બીજા શીઆ, સુન્ની, કાદીયાની આલેમો અને મશા-યખોએ સનાતન ધર્મી હીદુઓની હિમાયતમા જાણવાજોગ વિવેચનો કર્યા હવે અમે સઇયદી વ મવલાઇ હઝરત ખ્વાજા હસન નિઝામી સાહેબના ઉર્દૂ ભાષણનો ગુજરાતી તરજુમો આપીએ છીએ

## બિસમિલ્લા હિર રહમા નિર રહીમ

અલ્લાહો અકબર અલ્લાહો અકબર લાઇલાહા ઇલલલ્લાહો વલ્લાહો અકબર અલ્લાહો અકબર વલિલલાહિલ હમ્દ

કૃષ્ન નગરી મથુરાજીના રહેનારા હિદુ ભાઇઓ !

આ નગરીના પુર્ણચદ્ર સભાપતી તો તેજ મન મોહન સુદર પ્રેમાત્મા છે, જેમણે કસનો નાશ કર્યો, જરાસધના પાપ કાપ્યા અને દુર્યોધનના અભિમાનને માટીમા મેળવી ગીતાજીના સદેશને ભારતના સભાપતી બનાવી ગયા

ગોકુલ, મથુરા ને બિંદ્રાબનના તે શ્યામ મુખવાલાના એક મુસલમાન પ્રેમીને તબલીગુલ ઇસ્લામની સભામા પ્રધાનપદ આપવામા આવ્યુ છે પરતુ તે મુસલમાનનુ અતર તો તેજ રાધેશ્યામને સભામા પ્રધાન સમજે છે

મારે આજના દીવસે મુસલમાન ભાઇઓને કઈ કહેવાનુ નથી જો કે આ સભા તો મુસલમાનોની છે અને મુસલમાનોએજ મને આ સભાના પ્રમુખપદનુ માન આપ્યુ છે પન્તુ હુ જોઉ છુ કે આ સમયે મોટા મોટા વિદ્વાનો, આગેવાન મશાયખો અને ઉચ લાયકાત ધરાવનાર બાહોશ અને નામચીન મુસલમાનો અહી બીરાજી રહ્યા છે જેમને બતાવવા તથા શીખવાડવાની જરૂરત નથી તેમજ મારામા એટલી તો લાયકાત નથી કે હુ હિદુ ભાઇઓને કોઇ શિક્ષણ કે ઉપદેશ આપુ હુ તો આજના દીવસે સનાતન ધર્મ હિદુભાઇઓને એક સદેશો—એક પયગામ આપવા ચાહુ છુ જેથી કૃષ્ન નગરીના આ મેદાનમા હીદુ મુસલમાનો પોતપોતાના અતર તે પ્રેમની તરફ જોડી લે જેનો સદેશ અને પયગામ લઇને શ્રી કૃષ્ણજી મહારાજ પધાર્યા હતા

ત્રણ વરસથી સમસ્ત સસારમા શોરબકોર થઇ રહ્યો છે કે હીદુસ્તાનમા હીદુ મુસલમાનો એકબીજાના વેરી અને દુશમન બની ગયા છે અને આ ચરચામા કાઇ જુઠ પણ નથી ઠેરઠેર હીદુ મુસલમાનોની લડાઇયો થઇ ચુકી છે અને દરરોજ વર્તમાનપત્રો અને સભાઓમા હીદુ મુસલમાનોને અને મુસલમાન હીદુઓને ખરાબ વાતો સભળાવી રહ્યા છે કહે છે કે મુસલમાનો અફઘાનોને હીદુસ્તાન ઉપર ચઢાવી લાવશે અને મુસલમાનો ગૌહત્યા કરે છે અને મુસલમાન હીદુ સ્ત્રીઓને ખરાબ નજરે જુએ છે અને મુસલમાનો વાત વાતમા ટટા ફિસાદ ઉભા કરે છે

મુસલમાનો કહે છે કે, હિંદુઓએ મુસલમાનોને હીંદુ બનાવવા શુધ્ધીની શરૂઆત કરી છે સંગઠનની એટલા માટે શરૂઆત કરી છે કે બળવાન થઇને મુસલમાનોને મારે અને આ દેશમાંથી કાઢી મુકે અને વ્યાજના લેવડદેવડ કરે છે જેથી મુસલમાનોની મીલકતો છીનવી લઇ તેમને મુફલિસ અને કંગાલ બનાવી નાખે અને આભડછેટ રાખે છે જેથી મુસલમાનોને જનાવરોની પેઠે નીચ અને હલકટ સમજવામાં આવે

પરંતુ ન તો હીંદુઓ સંપુર્ણરીતે વિચારે છે, ન તો મુસલમાનો બરાબર સોચે છે માત્ર ભ્રમણાઓથી એક બીજાના દુશમન બની ગયા છે અને દિનપરદિન એ દુશમનીને વધારી રહ્યા છે

મુસલમાનોથી પુછવું જોઇએ કે હીંદુ ક્યારે આભડછેટ નહોતા રાખતા? ફરી તમે ના માટે ફરીયાદ કરો છો? તે તો પોતાના ભાઇ-ઓથી પણ આભડછેટ રાખે છે અને પોતાના માબાપથી પણ આભ-ડછેટનું વર્તન ચલાવે છે વ્યાજની લેવડદેવડ પણ કાંઈ નવી વસ્તુ નથી, હીંદુઓમાં અસલથી એનો રીવાજ છે સંગઠનથી શામાટે શંકા-શીલ થાઓ છો? હિંદુસ્થાનની દરેક પ્રજાએ પોતાની આતરિક નિર્બ-ળતા દુર કરવાની અને ફાટફુટને દુર કરી ઐક્યતા સાધવાની જરૂર છે શુધ્ધી જો કે નવી વસ્તુ છે પરંતુ જ્યારે તમને ઇસ્લામનો પ્રચાર કરવાનો હક પ્રાપ્ત થએલો છે અને ખ્રિસ્તીઓને પોતાના ધર્મપ્રચારની છુટ છે તો હીંદુઓએ શું ભુલ કરી છે કે તમે તેમને આ હક આપવા માગતા નથી? અગર હીંદુઓ તમારા મુસલમાન ભાઇઓને ઇસ્લામથી વીખુટા પાડવા ચાહે છે તો તમે મુસલમાનોને મજબુત રાખવાની અને ઇસ્લામ છોડવાની કોશીશ કરો હીંદુઓથી લડવા અને ફરીયાદ કરવાથી કાંઈ પ્રાપ્ત થવાનું નથી

આજ વાત મારે હીદુ ભાઇઓને કહેવાની છે કે અફગાનો હીદુસ્તાન ઉપર હુમલો કરે એ બિલકુલ બુદ્ધીમા આવે એવુ નથી. જ્યા સુધી અગ્રેજો આ દેશમા મોજુદ છે ત્યા સુધી બહારની કોઇ સત્તા હીદ ઉપર કબજો કરી શકતી નથી તમને જે લોકો અફગાનોની બીક બતાવે છે તેઓજ અસલમા અગ્રેજોથી મળેલા છે તેમનો એવો હેતુ છે કે અફગાનોની બીક બતાવીને અગ્રેજોની ગુલામીનો ભારે પટો તમારા ગળામા નાખી રાખે અને તમે અફગાની બીકના લીધે આ ગુલામીના પટાને ખુશીની સાથે ગળામા નાખી મુકો ગૌહત્યા કોઈ નવી વસ્તુ નથી, જ્યા સુધી મે તપાસ કરી છે ત્યા સુધી જણાયુ છે કે કેટલાક ઉશકેરણીભર્યા ખાસ સજોગો સિવાય મુસલમાનો ગાયની કુરબાની હીદુઓની લાગણી દુખવવા ખાતર કરતા નથી બલ્કે તેમના ધર્મમા કુરબાનીનો જે હુકમ છે તે બજાવી લાવવાની માત્ર તેમની નિષ્ઠા હોય છે હીદુ સ્ત્રીઓને બદનજરોએ જોવુ માત્ર મુસલમાનો ઉપરજ કાઇ મોકુફ નથી, ખરાબ અને બુરી ચાલચલણવાળા દરેક કોમમા છે આપ ઇનસાફ કરશો તો આપનુ અતર માની લેશે કે હીદુઓમા પણ એવા ઘણા લોકો છે જેઓ પારકી સ્ત્રીઓને બુરી નજરથી જુએ છે હમણા હાલજ એક જગ્યાએ હીદુ અને મુસલમાનો પકડાયા છે જેઓ સ્ત્રીઓને નસાડી જઇ ખરાબ ધધો કરાવવા માટે વેચતા હતા મુસલમાનોમા મુફલીસી અને બેરોજગારી વધારે છે તેથી આવી રીતના ગુનાહોના દ્રષ્ટાતો મોટા પ્રમાણમા મળે છે, પરતુ ઇસલામ અને તેનુ શિક્ષણ એ ગુનાહોને માટે જવાબદાર નથી જેમકે હીદુઓના ગુનાહો અને પાપોનો આરોપ હીદુ ધર્મ ઉપર મુકી શકાતો નથી

તમે બન્ને લડો છો અને તમો બન્નેને કેટલાક લડાવનારા લડાવે છે એમ કહેવામા આવે છે કે હુ પણ એ લડાવનારાઓમાનો એક તોફાની માણસ છુ કદાચ એમ પણ હોય અને મ્હને મ્હારા ગુનાહ અને પાપની ખબર ન હોય, પરન્તુ મ્હને મ્હારી નીય્યત, વિચાર અને કૃત્યોની જેટલી ખબર છે તે ઉપરથી હુ સમજુ છુ કે, મ્હે હિંદુ મુસલમાનોને લડાવવાનુ કાંઈ પણ કામ કર્યુ નથી શુદ્ધિવાળાઓના હાથમાથી મુસલમાનોના ઈમાનનુ રક્ષણ કરવુ અને બીજાઓ મ્હામે ઈસ્લામની તબ્લીગ કરવી એ તો મ્હારો ધર્મ છે—મઝહબી ફર્ઝ છે બેશક, હુ એમ કરૂ છુ અને મ્હારે એમ કરવુ જોઈયે, પરંતુ જેવી રીતે વર્તમાનપત્રોમા લખવામા આવે છે એ સાચુ નથી હુ મુસલમાનોને હિંદુઓથી લડવાને પ્રેરતો નથી, હુ હીંદુ સ્ત્રીઓ અને બાળકોને ન્હસાડી મુસલમાન બનાવવાને ઈસ્લામના શિક્ષણ વિરૂદ્ધ એને મહાન ગુનાહ માનુ છુ અને હમેશ મ્હે મ્હારી સાથે કામ કરનારાઓને છપાયેલી હિદાયતો—સૂચનાઓ મોકલાવી જણાવ્યુ કે તેઓ હીંદુ સ્ત્રીઓ અને બાળકોને ન્હસાડીને અથવા ફરેબ, લાલચ કે દબાણ વડે મુસલમાન ન બનાવે, પરંતુ જ્યારે હુ આર્યસમાજી પેપરોમા રાત દિવસ એવી ખબરો વાચુ છુ કે, હસન નિઝામીના માણસો હીંદુસ્થાનના દરેક શહેર અને દરેક ગામમા હીંદુ સ્ત્રીઓ અને બાળકોને દગો, ફરેબ, લાલચ અને દબાણથી મુસલમાન બનાવે છે, ત્યારે મ્હને સ્પષ્ટ જણાઈ આવે છે કે, એ લોકો હીંદુ મુસલમાનોને લડાવવા માટે અને અરસપરસ એક બીજાને અવિશ્વાસુ બનાવવા માટે આવી જુઠી ખબરો પ્રગટ કરે છે

હવે હુ સનાતન ધર્મી હીંદુ ભાઈઓને એક ઝરૂરી પયગામ આપવા ચાહુ છુ આ પયગામનો હેતૂ હીંદુ

**સનાતન સંદેશ** સમાજ અને આર્યસમાજમા ફાટફુટ પડાવવાનો નથી, બલકે હિંદુ સમાજને એક એવી વાતથી જાણીતી કરવાનો છે કે જે એનાજ લાભની છે કેમકે આજે હુ હીંદુઓના એક પ્રખ્યાત ધાર્મિક સ્થળ મથુરાજીમા છુ, જે શ્રીકૃષ્ણજીની જન્મભૂમી છે ગોકુલ પણ સામેજ છે જ્યા કૃષ્ણજીનુ પોષણ થયુ અને બિંદ્રાબન (વૃંદાવન) પણ સામેજ છે જ્ય કૃષ્ણજીની છુપી શક્તિઓ જાહેર થઈ તે માટે મારી ઇચ્છા છે કે આ સ્થળે સનાતન ધર્મી હીંદુઓને તે વાત બતાની દઉ કે જે તેમના લાભની છે આ પયગામથી મુસલમાનોને પણ લાભ થાય એવોએ મારો હેતુ છે અને તે માત્ર એટલોજ કે જ્યારે હીંદુ ભાઇ મારા પયગામને સાભળી ખરો માર્ગ ગ્રહણ કરશે તો મુસલમાનોને પણ લડાઈ ટટા અને ભુલ ભરેલી વાતોથી મુક્તિ મળી જશે

સઉથી પહેલા હુ શુદ્ધીના સબધમા સનાતન ભાઇઓને જાણીતા કરવા ચાહુ છુ જો કે મે શરૂઆતમા કહી દીધુ છે કે બીજા ધર્મોની પેઠ હીંદુઓને પણ ધર્મ પ્રસારનો હક છે જો કે પહેલા કોઈ પણ વખતે

**શુદ્ધિ**

હીંદુઓને ત્યા બીજાઓને પોતાની અંદ લેવાનો રીવાજ નહોતો અને હવે હીંદુઓ તેને જરૂરી સમજે છે તો મુસલમાનો અને ખ્રિસ્તીઓને વાંધો ઉઠાવવાનો લગારે હક નથી પરંતુ સનાતન ધર્મ હીંદુઓને આ જરૂર વિચારવુ જોઇએ કે આ શુધ્ધીથી હીંદુ ધર્મને શો લાભ થશે ? અને છેવટે આ શુધ્ધીનુ શુ પરિણામ આવશે ? શુધ્ધી બે પ્રકારના માણસોની થાય છે એક તે લોકોની જેઓ હીંદુ ધર્મમા નથી અથવા હીંદુઓની કોઇપણ જાતથી સબધ રાખતા નથી બીજુ તે લોકોની જેઓ હીંદુઓની અત્યજ અને નીચ જાતીમાથી છે પહેલા તો આ

જોવુ જોઇએ કે મુસલમાનો અથવા ખ્રિસ્તીઓને હીદુ બનાવવાથી હીદુઓને પોતાને શો લાભ થશે ? મારા વિચારમા તો માત્ર એજ લાભ મુસલમાનો અને ખ્રિસ્તીઓની શુધ્ધીમા નજરે પડે છે એક એ કે એથી હીદુઓની સખ્યા વધી જશે અને તેમના મતો (વોટો) વધારે થઇ જશે અને બીજી એ કે મુસલમાન તથા ખ્રિસ્તી શુધ્ધી થવા પછી ગાયનુ માસ ખાવુ મુકી દેશે પહેલા લાભના સબધમા તો મારે આ કહેવુ જોઈએ કે હીદુઓની સખ્યા તો પ્રથમથીજ વધારે છે અને હવે તેમા વધારો કરવાથી શો લાભ ? અને બીજા લાભના સબધમા હુ કહેવા માગુ છુ, કે મુસલમાનો અને ખ્રિસ્તીઓને બીજી રીતે પણ ગાયનુ માસ મુકી દેવા બાબે શિક્ષણ આપી શકાય છે જો ગાયનુ માસ છોડવવા માટે ખ્રિસ્તી અને મુસલમાનોની શુધ્ધી ઉપર ભાર મુકવામા આવશે તો તેના પરિણામે થોડાક માણસો શુધ્ધી થવા પછી ગાયનુ માસ મુકી દેશે, પરતુ હજારો લાખો ખ્રિસ્તી અને મુસલમાન પોતાના ભાઈઓની શુધ્ધીથી નારાજ થઇ બદલા તરીકે ગાયનુ માસ વધુ પ્રમાણમા ખાવા લાગશે અને આવી રીતે શુધ્ધીના પ્રતાપે ગૌ-હત્યા ઓછી થવાના બદલે વધી જશે

બસ, શુદ્ધીના આ બે લાભો હતા અને બનેમા નુકસાન જણાય છે હવે લગાર શુદ્ધીના નુકસાનોને પણ ધ્યાનપુર્વક જુઓ તો મુસલમાનો અને ખ્રિસ્તીઓની શુદ્ધીમા સહુથી વધારે નુકસાન તો એ થશે કે હીદુઓને એક પાચમો વર્ણ બનાવવો પડશે કેમકે હીદુઓમા ચાર વર્ણો બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર છે જ્યારે મુસલમાન અને ખ્રિસ્તીને હીદુ બનાવવામા આવશે તો તેમને બ્રાહ્મણો પોતાનામા નહી લે અને ન તો ક્ષત્રી વૈશ્ય કે શુદ્ર પોતાનામા ભેળવશે જેથી આ ખ્રિસ્તી અને મુસલમાન હીદુઓ ચારે વર્ણોથી જુદા એક પાચમો વર્ણ બનીને

થોડાક દીવસ આમથી તેમ ઠોકરો ખાતો ફરશે અને ફરી પોતપોતાના ધર્મોમા પાછા ચાલ્યા જશે મુસલમાનો અથવા ખ્રિસ્તીઓને શુદ્ધ કરતી વેળાએ ભેટવુ કે તેમના હાથની મીઠાઇ ખાઇ લેવી પાયદાર વાત નથી અસલ વસ્તુ તો એ છે કે મુસલમાનો અને ખ્રિસ્તીઓને શુદ્ધી પછી કોઇ એવી નાત જાત મળે કે જેની સાથે તેઓ ખાવા પીવા તથા ઉઠવા બેસવાનો અને દીકરીઓની આપ લેનો વ્યવહાર કરી શકે જ્યારે બ્રાહ્મણો પોતાની અંદર ન ભેળવે, ક્ષત્રી પોતાની નાતમા ન લે, વૈસ્ય એમનાથી જુદા રહે, અને તે પણ એટલે સુધી કે શુદ્ર જેવા ચમાર ખાલપા પણ શુધ્ધી થવા પછી આ ખ્રિસ્તીઓ અને મુસલમાનોને પોતાની નાત જાતમા લેવાથી ઇનકાર કરી દે તો ફરી કહો જોઇએ કે આ ખ્રિસ્તીઓ અને મુસલમાનોનુ કયા ઠેકાણુ પડે ? અને જ્યારે ચમાર, મહેતર પણ શરીક ખ્રિસ્તી અને મુસલમાનોને પોતાનામા ભેળવવાથી ઇનિકાર કરશે તો તે વેળા આ ખ્રિસ્તી અને મુસલમાનોને કેટલી શરમ ઉપજશે અને તેઓ નાસીપાસ થઇને આર્યસમાજથી છુટાછેડા કરી પાછા પોતાના ધર્મોમા ચાલ્યા જશે

જો કે હુ જાણુ છુ કે આજકાલ કેટલાક આર્ય આગેવાનો કહી રહ્યા છે કે અમે પાચમો વર્ણ બનાવીશુ અને શુધ્ધ થયેલા મુસલમાન તથા ખ્રિસ્તીઓની સાથે તેઓ પ્રેમ અને સારી લાગણીઓનો વર્તાવ પણ કરે છે, છતા બધુઓ' કોમોના હજારો વરસના પુરાતન રીત રીવાજને બદલવાનુ સહેલ નથી, મનુજીએ જાતીની જે વ્હેચણી હજારો વરસ પહેલા કરી દીધી છે તે ભારે બુધ્ધીપુર્વક કરવામા આવી હતી અને તેથી હીદુ પ્રજાના કાર્યોની વ્હેચણી થઇ ગઇ હતી એને બદલવી તથા દુર કરવી અથવા એમાં વધઘટ કરવી હીદુસ્તાનના ચાલુ આગેવાનોની મ્હોટી ભુલ છે આ પ્રયત્નમા કદી સફળતા મળી શકતી

નથી, અને જો જબરાઇથી નાત જાતના બધનો તોડવામા કે પાચમો વર્ણ બનાવવામા આવશે તો સનાતન ધર્મનુ બધન તદ્દન વેરવિખેર થઇ જશે અને હીદુઓની પુરાતન નામદારી તથા પ્રજાકિય મોભો મટીને ધર્મથી ઇનકાર કરનારી એક નવીજ હિદુ પ્રજા જન્મ લેશે જેનુ હોવુ ન હોવુ બને બરાબર છે

મુસલમાન અને ખ્રિસ્તીઓની શુદ્ધીથી બીજુ આ નુકસાન થશે કે શુદ્ધી પછી આ ખ્રિસ્તીઓ અને મુસલમાનોનો હીદુઓની સાથે સબધ જોડાશે અને બનવાજોગ છે કે દીકરીની લેવડદેવડ પણ થશે, તો પરિણામ એ આવશે કે ખ્રિસ્તીઓ અને મુસલમાનોના લોહીની અસર હીદુઓમા પણ જશે, અને ખ્રિસ્તીઓ તથા મુસલમાનો સદીથી ગૌમાસ ખાતા આવ્યા છે તેથી તેમના લોહીની અસર હીદુઓની ભવિષ્યની પ્રજામા પણ ગૌમાસ ખાવાની ટેવ પાડી દેશે, એટલે શુદ્ધી હીદુઓના હાથે ગૌહત્યા કરાવવાના કારણભૂત બનશે

ખ્રિસ્તી અને મુસલમાનોની શુદ્ધીથી ત્રીજુ આ નુકસાન થશે કે આ બને પ્રજાઓનો હીદુઓની સાથે સબધ જોડાતા પોતાના કોમી રીતરીવાજ હીદુઓમા ફેલાની દેશે અને થોડાક હીદુઓ પોતે એ રીતરીવાજ ધારણ કરી લેશે તો પરિણામ એ આવશે કે હીદુ પ્રજાનુ બધારણ ટુકડે ટુકડા થઇ જશે કેમકે હીદુ પ્રજાકિય બધારણ રીત રીવાજ ઉપર આધાર રાખે છે તો જાણે આ શુદ્ધી મજકુર ત્રણ કારણોના લીધે, સનાતનધર્મી હીદુઓના માટે ભારે નુકસાનકર્તા અને તેમને બરબાદ કરનારી નીવડશે

તે પછી અસ્પૃસ્ય અને નીચ જતીઓને હીદુઓમા ભેળવવા અને તેમની શુદ્ધી કરવાના સબધમા વિચારવુ

**અસ્પૃશ્ય** જોઇએ અસ્પૃશ્ય તો પ્રથમથીજ હીદુ પ્રજાના અગ અને શરીરમા શામિલ છે બ્રાહ્મણ હીદુ પ્રજાના માથા રૂપ છે ક્ષત્રી બાહુ છે, વૈશ્ય પેટ છે અને શુદ્ર પગો છે. મુસલમાનો અને ખ્રિસ્તીઓને શુદ્ધ કરવામા તો આ નુકસાન હતુ કે એમને હીદુ પ્રજાકિય શરીરમા કઈ જગ્યાએ સ્થાન આપવામા આવે ? માથાના શીગડા બનાવ્યા સિવાય એમના માટે બીજુ સ્થાન દેખાતુ નથી, પરતુ અસ્પૃશ્ય પ્રજા જે પહેલાથીજ હીદુ છે તેને બીજી વાર હીદુ બનાવવા અને શુધ્ધી કરવાનો હેતુ સમજવામા આવતો નથી પરિણામ એ સિવાય બીજુ શુ આવે કે માણસના પગ માણસના માથા અને બાહુથી અને પેટથી મુકાબલો કરવા લાગે એ સિવાય અસ્પૃસ્યોની શુધ્ધીથી બીજુ કાઇપણ નહી થાય

બેશક, હુ એ વાત કબૂલ કરૂ છુ કે, અસ્પૃશ્યોને મનુષ્યત્વનો હક મળવો જોઇયે અને તેમની ઉપર જનાવરો કરતા પણ વધુ ઝુલમ અને અત્યાચાર ન થવો જોઇયે, પરતુ હુ એ કેમ માની લઉ કે, સનાતનધર્મી હીદુઓ અસ્પૃસ્યો અને નીચ જાતિના લોકોને બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈસ્યોની બરોબર સ્થાન આપશે ? સનાતન ધર્મી હીદુઓ કદિપણ એમ કરી શકે નહી, એમ કરવુ એમના ઇખ્તિયારમાજ નથી નીચ લોકોને બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈસ્યોની બરાબરનો દરજો ત્યારેજ મળી શકશે, જ્યારે હીદુ કોમ ચારે વર્ણોના ભેદનો ઇન્કાર કરી દે અને સનાતન હીદુ ધર્મનો ત્યાગ કરી દે અને જ્યારે એવુ થશે ત્યારે હીદુસ્થાનમા રામ અને કૃષ્ણને માનનારી કોમનુ નામ નિશાન પણ નહી રહે અલબત્ત એક નવા પ્રકારની કોમ હશે જેને માટે એમ કહેવામા આવશે કે, એના પૂર્વજો કોઈ સમયે હીદુ હતા

હવે આપ સમજી ગયા હશો કે ખ્રિસ્તીઓ અને મુસલમાનો તથા અસપૃશ્યોની શુદ્ધીનુ પરિણામ સનાતન ધર્મી હીદુઓના માટે દરેક રીતે જોતા ખરાબ આવશે સનાતન ધર્મ હીદુઓથી કહેવામા આવે છે કે મુસલમાન અને ખ્રિસ્તીઓ હીદુઓને બારે ત્વરાથી પોતાની અદર મેળવી રહ્યા છે અને ધીમે ધીમે બધી હીદુ પ્રજા ખ્રિસ્તી અથવા મુસલમાન થઈ જશે એટલા માટ અમે શુદ્ધીના કામનો આરભ કર્યો છે સાભળવામા આ વાત કાનોને ઘણીજ સારી લાગે છે કે હીદુ પણ મુસલમાનો અને ખ્રિસ્તીઓને પોતાની અદર ભેળવી લઈ પોતાની સખ્યા વધારે અને હીંદુ પ્રજાને નાશ પામતી બચાવી લે પરતુ બધુઓ ' વિચારો તો ખરા કે આ ત્રણ વર્ષમા શુધ્ધીના કારણે મુસલમાનો અને ખ્રિસ્તીઓનુ પ્રચાર કાર્ય અટકી પડ્યુ ? અથવા કાઇ ઓછુ થયુ ? અથવા પ્રથમ જેવુજ છે કે કાઇ વધી ગયુ ? જેથી જણાઇ આવે કે શુધ્ધીથી હીદુઓનુ મુસલમાન કે ખ્રિસ્તી થવુ બદ થઇ ગયુ ? પરતુ ઉલટુ જણાય છે કે શુધ્ધીની હિલચાલ પછી મુસલમાન તથા ખ્રિસ્તી-ઓનુ પ્રચારકાર્ય અગાઉથી દસ હીસ્સા વધારે વધી ગયુ છે પહેલા અગર બે હીદુ ખ્રિસ્તી અથવા મુસલમાન બનતા હતા તો આજકાલ ખ્રિસ્તીઓ તથા મુસલમાનોના પ્રચાર કાર્યથી વીસ બની રહ્યા છે જાણે શુધ્ધીએ હીદુઓના મુસલમાન કે ખ્રિસ્તી થવાને અટકાવ્યુ નથી બલ્કે દસગણુ વધારી દીધુ છે અને જેટલા ખ્રિસ્તી તથા મુસલમાનો શુધ્ધીની મારફતે હીદુઓમા જોડાયા છે તેઓ વર્ણાશ્રમની પીડાના સબબે હીદુઓમા સમાઇ શકશે નહી, બલ્કે તેઓ થોડાક દીવસના પરોણા છે થોડાક દીવસ રહીને ફરી પોતપોતાની કોમમા પાછા ચાલ્યા જશે આપ લોકો શુધ્ધીની ભુલથાપમા ન પડો અને પોતાના સનાતન ધર્મને આર્યસમાજની ચળવળથી બચાવી લો ખચિત એ એક સુદર

 છરી છે જે આજે ઘણીજ સારી લાગે છે પણ કાલે સનાતન ધર્મના પુરાતનપણાને જડમુળમાથી કાપીને ફેંકી દેશે

હવે આપ મને રજા આપો કે હુ સગઠનના સબધમા પણ કેટલીક વાતો કહુ હુ કહી ચુકયો છુ કે સગઠન અને તનઝીમ અને ઐકય દરેક પ્રજાનો કુદરતી હક છે પરતુ આજકાલ જેવી રીતે

**સગઠન**

સગઠનના કામની શરૂઆત કરવામા આવી છે તે દરેક પ્રજાના બુધ્ધીશાળી પુરૂષોના નજરમા ખોટી રીતે કરવામા આવેલી જણાય છે સગઠનના સ્થાપકો એમ કહે છે કે, અમારો હેતુ હીદુઓને એક કરવા અને બળવાન બનાવવાનો છે જેથી તેઓ પોત પોતાની સ્ત્રીઓ અને બાળકો તથા માલમિલકતનુ દુશ્મનોથી રક્ષણ કરી શકે પરતુ કોઇ પણ પ્રજાને સગઠીત અને બળવાન બનાવવાના આ લક્ષણ હોતા નથી કે રાત દીવસ વર્તમાન પત્રો અને સભાઓમા શોરબકોર કરવામા આવે અને મુસલમાનો તથા ખ્રિસ્તીઓ તરફથી તિરસ્કાર ઉત્પન્ન કરવામા આવે મહાત્મા ગાધીએ જણાવ્યુ હતુ કે –" તિરસ્કાર બીકથી પેદા થાય છે અને બીક નિર્બળતાથી જન્મે છે " આ ઉપરથી જે લોકો હીદુઓમા મુસલમાનો તથા ખ્રિસ્તીઓ અને સીખો વિરૂધ્ધ તિરસ્કાર ઉત્પન્ન કરાવે છે અને તિરસ્કાર ઉત્પન્ન કરાવી સગઠન કરવા ચાહે છે એમના દિલ ઘણાજ ન્હાના છે, ઘણાજ બીકણ અને નિર્બળ છે તેઓ હીદુ પ્રજાના હૃદય તિરસ્કારથી ભરવા પછી પોતે જોઇ લેશે કે તિરસ્કારના પાયા ઉપર સગઠનની જે ઇમારત રચવામા આવશે તે મજબુત અને પાયાદાર બનશે નહી અને કદાચ આગળ જતા પોતે હીદુઓ ઉપરજ પડી જઇ એમના નાશનુ કારણભૂત બનશે બુધ્ધીશાળીઓએ કહ્યુ છે કે –" જે દિલચાલના બીની વાવણી તિરસ્કાર, અદાવત અને કીનાથી કરવામા આવે છે તેમા ફળ પણ તિરસ્કારનાજ પેદા થાય

છે " શુ આપ લોકો આને નથી સમજતા કે આપના તિરસ્કારના જવાબમા મુસલમાન અને ખ્રિસ્તીઓમા પણ વિરૂધ્ધ ભાવ અને તિરસ્કાર જન્મ લેશે અને મુસલમાન તથા ખ્રિસ્તી આખી દુનિયામા ફેલાયલા હોવાથી હિંદુઓ વિરૂધ્ધ આ તિરસ્કાર આખી દુનિયામા ફ્લાગે જેને પરિણામે હીદુ પ્રજાને આખી દુનિયાથી અદાવત વેચાતી લેની પડશે

સગઠનનો પાયો રાજ્ય પ્રકરણ ઉપર રચવામા આવ્યો છે, પરતુ નામ ધર્મનુ લેવામા આવે છે આ તદન ઉલટી વાત છે દરેક પ્રજાનો પાયો ધર્મ ઉપર રચવામા આવે છે અને ફરી ધર્મથી રાજદ્વારી કામ પણ લેવામા આવે છે મુસલમાનો અને ખ્રિસ્તીઓનો ઇતિહાસ જણાવે છે કે એમના પ્રજાકિય બધારણની શરૂઆત ધર્મથી થઇ છે અને રાજ્યપ્રકરણને ધર્મના હાથોથી પોષવામા આવ્યુ છે પરતુ હીદુ સગઠનનુ કામ ઉલટુ છે તે રાજ્ય પ્રકરણના હેતૂ ઉપર પોતાનો પાયો રચે છે અને ધર્મનુ નામ લઇ હીંદુઓને સગઠનની ઇમારત બનાવવાનુ આમત્રણ આપે છે આ નેવનુ પાણી મોભે કેમ રીતે ચઢી શકે છે ?

એક દાખલાથી હુ આપને સમજાવવા માગુ છુ કે હીદુ આગેવાનો પોતે તો ગાયનુ માન ધર્મની રૂએ રાખતા નથી પરતુ રાજદ્વારી હેતુના કારણે હીદુઓને ગાયના રક્ષણ માટે પોકારે છે કે જેથી ગાયના નામે હીદુઓમા સગઠન થઇ જાય પડિત સુદરલાલજીએ દિલ્હીની મિલાપ કોન્ફરન્સમા કહ્યુ હતુ કે " હુ તો ગાય, બકરી અને કુતરાને સરખા ગણું છુ જો જીવ રક્ષા કરવી છે તો સૌનુ રક્ષણ કરો, ફક્ત ગાયનાજ જીવની રક્ષાની શી અગત્યતા છે ? " વળી એજ મિલાપ કોન્ફરન્સમા બગાળાના સી આર દાસે કહ્યુ હતુ કે " હુ એવી ગાયને દેવતા નથી માનતો, જે મુસલમાનો અને ખ્રિસ્તીઓને હાથે કપાઈ જાય અને પોતાનુ રક્ષણ ન કરી શકે "

કદાચ પંડિત સુંદરલાલજી અને બાબુ સી આર દાસજી વગ-ર્ગ નેતાઓએ કોંગ્રેસી નેતા હોવાને કારણે અને હીંદુ મુસલમાનોમા એક્તા કરવાને ઇરાદે આ શબ્દો ઉચ્ચાર્યા હોય તો તે માનવા જોગ છે, પરંતુ "સંગઠન" ના નામાંકિત નેતા લાલા લજપતરાયજીનો પણ વિચાર કરી જુવો કે, તેઓ વર્ષો સુધી યુરોપમા રહ્યા અને તેમણે યુરોપ-વાળાઓના વાસણોમા યુરોપવાળાઓના હાથે રંધાયેલુ ખાણુ ખાધુ એમણે મતલબ છે કે, તે વસ્તુથી પોતાને પુરેપુરી રીતે બચાવ્યો હોય જે યુરોપવાળાઓનો ખાસ ખોરાક છે અને બધા ખોરાક કરતા તેઓ તે વસ્તુ વધુ પ્રમાણમા દરરોજ ખાય છે, પરંતુ વર્ષો સુધી એકજ સ્થળે રહેવુ અને એમનાજ વાસણોમા ખાવુ જેઓ હીંદુધર્મ વિરૂધ્ધનુ ખાણુ ખાય છે, એ સનાતન ધર્મથી કેટલુ વિરૂધ્ધ છે ?!

યુરોપ સિવાય લાલાજી મુસલમાન તુર્કોના દેશમા પણ ગયા હતા અને મુસલમાન તુર્કોને ત્યા પણ એમણે ખાણુ ખાધુ તુર્કો પણ એ વસ્તુ ખાય છે જેનો સનાતન ધર્મમા સખત નિષેધ કરાયેલો છે, તો પછી લાલાજી કયી રીતે "ગોભક્ત" બની શકે છે ? અને જે નેતા ગાયનો ભક્ત નથી તે કયી રીતે સનાતન ધર્મી હીંદુઓને સંગઠનનો પેગામ પહોંચાડી શકે છે ?

સંગઠનના ઘણાખરા કાર્યકર્તાઓ એવા હશે જેઓ યુરોપના પ્રવાસે ગયા હશે સમુદ્ર પાર જવુ એજ સનાતન ધર્મ વિરૂધ્ધ છે, તો પછી એ લોકોનાજ હાથે રંધાયેલુ અને એમનાજ વાસણોમા પિરસાયેલુ ભોજન ખાનારાઓ કયે મોઢે ગૌરક્ષા કરનાર હીંદુઓને સંગઠનનુ આમંત્રણ આપી રહ્યા છે ?

ભાઇયો ! સંગઠન ગૌરક્ષા વિના ન થઇ શકે અને જે લોકો સનાતન ધર્મના સિધ્ધાંતો મુજબ ગૌમાતાને નથી માનતા તેઓ ખરે-

ખર ગૌરક્ષા કરશે એ આશા રાખવી ફોકટ છે આજે તો તેઓ તમને પોતાની સાથે ભેળવી લેવા માટે ગૌરક્ષાનુ બ્હાનુ કરશે, પણ જ્યારે અગત્યનો પ્રસગ આવશે ત્યારે તેઓ એની લગારે દરકાર નહી કરે, જેવી રીતે તેમણે કટારપુરમા કર્યું કે, સનાતન ધર્મી મહત અને નેતાઓ ફાસીને લાકડે લટકયા અને જેલખાનાઓમા જઇ પહોચ્યા પરતુ સગઠનના નેતાઓ ગુપચુપ બેસીજ રહ્યા

ભાઇયો ! પડિત શામલાલ નેહરૂએ જણાવ્યુ હતુ કે, હીદુ-સ્થાનમા બાવન લાખ ગાયો કપાય છે નવ લાખ ગાયો છાવણીઓમા ગોરા લશ્કરના ખોરાક માટે વર્ષે દહાડે કપાય છે અને એકતાલીસ લાખ ગાયો બ્હારના દેશોમા માસ મોકલવા માટે કાપવામા આવે છે તથા માત્ર બે લાખ ગાયો વર્ષે દહાડે મુસલમાનોની કુરબાનીની ક્રિયા અને ખોરાક માટે કામ લાગે છે ત્યારે શુ સગઠનના નેતાઓ પચાસ લાખ ગૌની હત્યાને માટે તો જીભ બધ રાખશે પણ માત્ર બે લાખ ગાયોને માટે તમને મુસલમાનો સાથે લડાવી મારશે ? આ બાબત ઉપર તમારે ગભીરપણે વિચાર કરવાનો છે

હુ પોતે ગૌમાસ નથી ખાતો અને ઇસ્લામી તસવ્વુફ (વેદાન્ત) ને માનનારા બીજા પણ લાખો મુસલમાનો ગાયના માસથી બચે છે-પરહેઝ કરે છે મ્હે આજથી પાચ વર્ષ પહેલા ગાયની કુરબાની બધ કરવા માટે એક પુસ્તક લખ્યુ હતુ જેની પદર હજાર નકલો વ્હેચવામા આવી હતી, અને આજે પણ હુ એજ વિચાર ઉપર દ્રઢ છુ એ સિવાય મ્હારૂ "દાઇયે ઇસ્લામ" પુસ્તક જુવો, જેને મહુજ બદનામ કરવામા આવે છે અને જેને હીદુઓ વિરૂધ્ધના મહા ભયકર કાવત્રારૂપે જણાવવામા આવે છે, એમા પણ મ્હે સ્પષ્ટ રીતે લખી દીધુ હતુ કે, "મ્હારી સાથે એ લોકોજ કામ કરી શકશે, જેઓ પહેલા ગાયના માસને ત્યાગવાનો સકલ્પ કરીલે"

ગોહત્યાનો અટકાવ સગઠનના તિરસ્કારથી થઇ શકે એમ નથી, એ તો આપસના પ્રેમથી બધ થશે દીલ્હીમા દર વર્ષે પાચસો ગાયોની કુરબાની થતી હતી, પરતુ સત્યાગ્રહના સમયે મહાત્મા ગાધીને માનનારા મુસલમાનોએ પોતેજ પ્રેમ ભાવથી એવો પ્રયાસ કર્યો કે એક પણ ગાયની કુરબાની ન થઈ માત્ર ગેરમુકલ્લિદોની પચીસ ગાયોની કુરબાની થઇ, પરતુ એથી વિરૂધ્ધ જ્યારે શુધ્ધી અને સગઠનની ચીલચાલોનુ જોર વધ્યુ ત્યારે એજ દિલ્હીના મુસલમાનોએ જ્યા એક પણ ગાયની કુરબાની થઈ નહોતી ત્યા સાતસો ગાયોની કુરબાની કરી આ ઉપરથી તમે જાણી શકશો કે, સગઠનનુ પરિણામ હીદુ ધર્મને માટે સારૂ નહી આવે અલબત્ત થોડોક રાજ્યદ્વારી પોલિટિકલ લાભ એમને મળી જશે

**લડાઇયો**

શુધ્ધી અને સગઠનને કારણે હીદુસ્થાનના જે જે શહેરોમા હીદુ મુસલમાનોની લડાઇયો થઇ ત્યાના હીસાબ કરવામા આવે તો વધુ નુકસાન હીદુઓનેજ થવા પામ્યુ છે મ્હારો મતલબ એ નથી કે, લડાઇમા મુસલમાનો વિજયી નીવડયા, બલ્કે મ્હારો હેતૂ એ છે કે, એથી હીદુઓના વ્હેપારને ભારે નુકસાન થયુ જો લડાઇયોના બધા નુકસાનનો હીસાબ કરવામા આવે તો હીદુ વ્હેપારીઓને કરોડો રૂપીયાનુ નુકસાન થયુ છે એ સાફ જણાઈ આવશે પ્રથમ તો હડતાળો અને બઝાર બધ રહેવાથી, બીજુ બ્હારના વ્હેપારીઓ ન આવવાથી અને ત્રીજુ મુસલમાનોએ પોતાની દુકાનો જુદી ખોલવાથી અને હીદુઓ પાસેથી કોઇ માલ ન ખરીદવાથી એ નુકસાન થયુ છે હવે તમેજ લગાર વિચાર કરી જુવો કે, આ સગઠનથી મુસલમાનોને વધુ નુકસાન થશે કે હીદુઓને? ! અને ભવિષ્યમા મુસલમાનોને વધુ નુકસાન થશે કે હીદુઓને? ! મ્હને તો એમજ લાગે છે કે, અત્યાર

સુધી મુસલમાનોનેજ લાભ થયો છે અને હીદુઓ દરેક બાબતમા નુકસાન વેઠતા રહ્યા છે

એટલા માટે હુ સનાતન ધર્મી ભાઇયોને હાથ જોડીને પેગામ પહોચાડુ છુ કે, તેઓ શુધ્ધિ અને સગઠનના કામોમા પોતાના નફા નુકસાનનો વિચાર કરીને જોડાય અને પહેલા તો એ બાબતનો વિચાર કરી લે કે સગઠનનુ છેવટનુ પરિણામ શુ આવશે ? ધારી લ્યોકે આખા હીદના હીદુઓ એકત્ર બની જાય અને અગ્રેજો પણ આ દેશમા ન રહે અને હીદુઓએ મળીને મુસલમાન અને ખ્રિસ્તીઓને આ દેશમાથી કાઢી મુકયા તો શુ સરહદ અને અફગાનિસ્તાન અને તુર્કસ્તાનના મુસલમાનો હીદના મુસલમાનોનો બદલો લેવા લાખોની સખ્યામા હીદુસ્તાન ઉપર હુમ્લો કરવા નહી આવી જાય ?

તમારે જાણવુ જોઇયે કે, તેઓ અવશ્ય આવશે ઇસ્લામની આજ્ઞા અને ઇસ્લામી ભાઇચારાના સબધને તમે સારી પેઠે નથી જાણતા જુવો, જ્યારે અમે હીદમા બેઠા બેઠા હઝારો માઇલ્સ દૂરના તુર્કો અને અરબોની મદદ કરી રહ્યા છીયે એજ પ્રમાણે તુર્ક, અરબ, ઇરાની, અફગાની અને સરહદી મુસલમાનો પણ અમારી મદદ કરવા માટે ઇસ્લામી ફરમાન મુજબ અવશ્ય આવી પહોચશે એ વખતે આ સગઠનવાળા નેતાઓનુ કાઇ પણ બગડવાનુ નથી, જે નુકસાન થશે તે તો તમે વ્યાપારી સનાતની હીદુઓનુજ થશે કેમકે સગઠન અને શુધ્ધિના નેતાઓ કા તો વકીલ છે કે જેમનુ કામજ એક બીજાને લડાવવાનુ છે અથવા સરકારી નોકરો છે, એમને સનાતની હીદુઓના વ્યાપારની બરબાદી સાથે શો સબધ ? ' સનાતની હીદુઓ નષ્ટ થાય કે બાકી રહે, એમનો પુરાતન ( સનાતન) ધર્મ કાયમ રહે કે બરબાદ થાય એની એમને (સરકારી નોકરોને) લગારે દરકાર નથી

હે મથુરાના હીદુઓ ! શુ તમને યાદ નથી કે, હમણા થોડાજ માસ પહેલા શતાબ્દિને પ્રસગે આર્યસમાજીઓએ કેવી કેવી સખ્તીઓ ગુઝારી, તમારા જુના મદિરો સાથે કેવુ અપમાનકારક વર્તન ચલાવ્યુ ! ? એટલે સુધી કે, કૃષ્ણ ભગવાનનો એ મુકુટ પણ ફેકી દીધો જે એક મહા પવિત્ર ઐતિહાસિક યાદગાર છે અને જે કસના સહાર પ્રસગે જગમોહન શ્રી કૃષ્ણજીના શીષ ઉપર હતો

પરતુ એ અપમાન અને સખ્તીઓનો શો બદલો વાળવામા આવ્યો ? હુ તો એ જાણીને બહુજ આશ્ચર્ય પામ્યો કે, પડિત મદન-મોહન માલવીયાજી, જેઓ પોતાને એક ચુસ્ત સનાતની તરીકે ઓળખાવે છે, તેમણે માત્ર આર્યસમાજીઓની મિત્રતાને કારણે એમ કહી દીધુ કે "હીદુઓએ આર્યોના અટકચાળાપણાને ભુલાવી દેવો જોઇયે"

હુ મુસલમાન છુ, હીદુઓની અદરખાનેની બાબતોમા માથુ મારવાનો મને કાઇપણ હક નથી, પરતુ મને અજાયબી થાય છે કે, કૃષ્ણ ભગવાનનો મુકુટ ફેકી દેવામા આવે, મદિરોનુ અપમાન કરવામા આવે, પૂજારીયોને માર મારી ઝખ્મી કરવામા આવે, છતા પડિતજી મહારાજ અત્યત સાફાઈ અને સાધારણ રીતે કહી દે કે "હીંદુઓએ એ બનાવનેજ ભૂલાવી દેવો જોઇએ" અને ભોળા હીંદુઓ એ શબ્દો સાભળી ચુપ થઇ જાય અને ખરેખર હીંદુઓ એ વાતને ભૂલાવીજ દે ! !

આ બધી બાબતોનેજ દેખતા હું સમજુ છુ કે, અત્યારે સનાતન ધર્મ ભારે ભયમાથી પસાર થઈ રહ્યો છે મુસલમાનો અને ખ્રિસ્તીઓને શુધ્ધિ અને સગઠનથી કાઇપણ નુકસાન થવાનુ નથી, જેમકે હું આગળ સાબિત કરી ચૂકયો છુ અલબત્ત સનાતન ધર્મ હીદુ-

સ્થાનમાંથી નાબૂદ થઈ જશે હું દુર્વેરા ખાનદાનમાં જન્મ્યો છું જેનો સનાતન ધર્મી સાધુઓ અને યોગિઓ સાથે સબંધ હતો અને અત્યારે પણ એવોજ સબંધ છે તેમજ હું રામચંદ્રજી અને તેમના ગુરૂ વશિષ્ઠજી તથા તેમના પુસ્તક યોગવશિષ્ઠ અને કૃષ્ણજી તથા તેમના પુસ્તક ગીતા સાથે હાર્દિક પ્રેમ અને આદરભાવ ધરાવું છું એટલા માટે જ્યારે હું ધર્મનું નામ લેનારા લીડરોને હાથે સનાતન ધર્મને નાશ થતો જોઉં છું ત્યારે મ્હને સહેજ દુઃખ થાય છે

"મથુરા અને આખા હિંદના સનાતની બંધુઓ" મ્હારા આ સંદેશાને સાંભળો અને શુદ્ધિ તથા સંગઠનની ગર્તા (ખાડા) માં આંખો બંધ કરીને ન પડો

**મુસલમાનોને સૂચના**

છેવટમાં હું મ્હારા મુસલમાન ભાઈઓને એ વાત કહેવાની છે કે, તેઓ આર્યસમાજીઓના શુદ્ધિ અને સંગઠનના કાર્યોથી ગુસ્સે થઈ બધા સનાતન ધર્મી હીંદુઓને પોતાના વિરોધી અને શત્રુ ન ગણે શુદ્ધિ અને સંગઠન કરનારા અને હીંદુ મુસલમાનો વચ્ચે અણબનાવ ઉત્પન્ન કરનારા ગણત્રીના બે ચાર હજાર માણસો છે બાકીના કરોડો સનાતની હીંદુઓ શુદ્ધિ અને સંગઠનને અંતઃકરણથી ધિક્કારે છે અને લાચારીથી કોઈ ગેરસમજ કે અજ્ઞાનતાને કારણે એમાં શામિલ થઈ જાય છે નહી તો એમને બધા મુસલમાનો અને ખ્રીસ્તીઓ સાથે લેવા દેવા વિનાની લગારે દુશ્મની નથી એટલા માટે તમે પણ આજ

વિચાર કરીને અને ન્યાયપુર્વક મિત્રો અને શત્રુઓ તેમજ ત લોકોમા ભેદ સમજીનેજ કામ કરે.

મ્હે અન્જુમને તબ્લીગુલ ઇસ્લામ વિષે, જેના જલસામા અ શામિલ થયો છુ, એક શબ્દ પણ ઉચ્ચાર્યો નથી તેમજ ઉચ્ચાર અગત્યતા પણ જોતો નથી, કેમકે "તબ્લીગુલ ઇસ્લામ" શબ્દ પો એના હેતૂને ઝાહિર કરનારો છે અને આ જ'મા એના કામને ઝાહિર કરી દેશે મ્હ તો એ વાતનેજ મ્હારી ફઝ ગણી છે ક મ દ્વારા આખા હીંદના સનાતનધમી હીંદુ ભાઇયા સુધી મ્હારા તમામ અને ઇસ્લામના વિચારો પહોચાડી દઉ કેમકે એજ એ વસ્તુ છે જેને "તબ્લીગ" કહેવામા આવે છે

